# 7 પગલે-પગલે

**સંતબાલ**

**જન્મ : 26-8-1904, મૃત્યુ : 26-3-1982**



સંતબાલનો જન્મ મોરબી તાલુકામાં આવેલા ટોળ ગામમાં થયો હતો સંતબાલનું સંસારી નામ શિવલાલ હતું. તેઓ ક્રાંતિકારી જૈન સંત હતા. તેમણે જૈનધર્મ, ભારતીય દર્શનો તેમજ અધ્યાત્મવિષયક વિપુલ સાહિત્યસર્જન કર્યું હતું. સમાજઘડતરનાં કાર્યો કર્યાં હતાં. તેમની પ્રેરણાથી ગુજરાત અને મહારાષ્ટ્રમાં કેટલીક સંસ્થાઓ મુનિશ્રીના આદર્શ પ્રમાણે કાર્ય કરી રહી છે. 'સર્વધર્મ પ્રાર્થના', 'વિશ્વવાત્સલ્ય મહાવીર', 'બ્રહ્મચર્ય-સાધના', 'ધર્માનુબંધ', 'વિશ્વદર્શન' જેવાં દસ પુસ્તકો તેમણે આપ્યાં છે.

પ્રસ્તુત શૌર્યગીત-કૂચગીતમાં કવિએ ડગલેડગલે આગળ વધવાનું કહ્યું છે. જીવનના માર્ગમાં મુશ્કેલીઓ આવે તેનો સામનો કરી જીવનપંથને ઉજાળવાનું કહેવામાં આવ્યું છે.



પગલે પગલે સાવધ રહીને
પ્રેમળતા પ્રગટાવ્યે જા.

અંતરને અજવાળી વીરા
પથ તારો કાપ્યે જા.
કાંટા આવે, કંકર આવે, ધોમ ધખંતી રેતી આવે;
ખાંડાની ધારે ને ધારે, ધૈર્ય ધારી ચાલ્યો જા.
દુર્ગમ પંથ કાપ્યે જા.
હિંમત તારી ખોતો ના, સ્વાર્થ સામે જોતો ના;
શિસ્ત, શાંતિ ને સેવાનો તું, પાઠ સૌને આપ્યે જા.
દુર્ગમ પંથ કાપ્યે જા.

## શબ્દસમજૂતી

**ધોમ** - સૂર્ય, સખત તડકો **ખાંડુ** - તલવાર **ધૈર્ય** - ધીરજ **દુર્ગમ** - મુશ્કેલ માર્ગ **શિસ્ત** - આજ્ઞા કે નિયમમાં રહેવું તે

## ભાષાસજ્જતા

પાંચમા ધોરણમાં તમે સંજ્ઞા (નામ) વિશે શીખી ગયાં છો. વ્યક્તિ, પ્રાણી, પદાર્થ કે વસ્તુને સૂચવે તે સંજ્ઞા કહેવાય.

**નીચે કેટલીક સંજ્ઞાઓ આપી છે તે વાંચો :**

**ઝાડ, નદી, પર્વત, સરોવર, પશુ, પંખી, નગર, ગામ, શાળા, ફૂલ**

ઉપરના આપેલા નામો (સંજ્ઞા) તે નામથી ઓળખાતા આખા સમૂહને તેમજ તેમાંના દરેકને લાગુ પડે છે. આથી તેને જાતિવાચક સંજ્ઞા કહેવાય.

આવી બીજી જાતિવાચક સંજ્ઞાઓ પાઠ્યપુસ્તકમાંથી શોધીને લખો.

**નીચેની સંજ્ઞાઓ વાંચો :**

**વલ્લભભાઈ, ગાંધીજી, પ્રિયા, કબીરવડ, હિમાલય, ગંગાનદી, ભાવનગર, સુરત**

આ બધી સંજ્ઞાઓ કોઈ ચોક્કસ વ્યક્તિની તથા સ્થળની ઓળખ આપે છે. એટલે કે તે નામથી ઓળખાતી એક વ્યક્તિ અથવા એક સ્થળને જ લાગુ પડે છે. આથી તેને વ્યક્તિવાચક સંજ્ઞા કહે છે.

આવી બીજી વ્યક્તિવાચક સંજ્ઞાઓ પાઠ્યપુસ્તકમાંથી શોધીને લખો.

## અભ્યાસ

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર માટે આપેલા વિકલ્પોમાંથી સાચો ઉત્તર શોધીને તેનો ક્રમ અક્ષર પ્રશ્ન સામેના ☐ માં લખો :**

(1) કવિએ પંથ કેવી રીતે કાપવાની વાત કરી છે ? ☐

(ક) ધીરે ધીરે (ખ) ઉતાવળે (ગ) અંતર ઉજાળીને (ઘ) નામ ઉજાળીને

(2) ખાંડાની ધારે કેવી રીતે ચાલવાનું છે ? ☐

(ક) સાચવીને (ખ) ધીરજથી

(ગ) ગંભીરતાથી (ઘ) સમય-સંજોગો જોઈને

(3) કવિ કોને અજવાળવાનું કહે છે ? ☐

(ક) ઓરડાને (ખ) શેરીને (ગ) અંતરને (ઘ) ગામને

**2. નીચેના પ્રશ્નોના ઉત્તર એક-એક વાક્યમાં આપો :**

(1) કવિ સ્વાર્થ સામે જોવાની ના કેમ કહે છે ?

(2) રસ્તે ચાલતાં વચ્ચે શું શું આવે છે ?

(3) કવિ સૌને શું આપવા કહે છે ?

## સ્વાધ્યાય

**1. નીચેના પ્રશ્નોના ઉત્તર આપો :**

(1) કવિ હિંમત ખોવાની શા માટે ના પાડે છે ?

(2) કવિ પ્રેમળતા પ્રગટાવવાનું શા માટે કહે છે ?

**2. માગ્યા પ્રમાણે કરો :**

- **સમાનાર્થી શબ્દ આપો :**

સાવધ - ....................

અજવાળું - ....................

પંથ - ....................

કાંટા - ....................

ધૈર્ય - ....................

- **વિરુદ્ધાર્થી શબ્દ આપો :**

સાવધ × ....................

અજવાળું × ....................

પ્રેમ × ....................

દુર્ગમ × ....................

સ્વાર્થ × ....................

3. **નીચેના શબ્દોને શબ્દકોશના ક્રમમાં ગોઠવી તેનો શબ્દકોશમાંથી અર્થ શોધો :**

ધૈર્ય, પ્રેમળતા, શિસ્ત, પાદર, કંકર, હિંમત, પ્રસ્તુત, અપેક્ષા, ગાંસડી, જ્ઞાન, ક્ષમા, ત્રિવિધ

4. **નીચેની પંક્તિના શબ્દો આડાઅવળા થઈ ગયા છે તેને યોગ્ય ક્રમમાં ગોઠવો અને મૂળ પંક્તિ સાથે સરખાવો. શો ફેર પડ્યો ?**

(1) સાવધ પગલે રહીને પગલે જા પ્રેમળતા પ્રગટાવ્યે.

(2) ના તારી ખોતો હિંમત, જોતો સ્વાર્થ ના સામે.

5. **નીચેના શબ્દોના સમાનાર્થી શબ્દો કોષ્ટકમાંથી શોધો :**

સભર, પંથ, સ્તંભ, આજીજી, નિર્ભય, જોર, ઉર, સ્મિત, કંચન

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ની | ડ | ર | ભ | બ | ળ | વિ |
| જ | દ | સ્તો | ચ | ર | નં | ગ |
| ત | થા | ક | થાં | તી | પૂ | ળ |
| હૃ | દ | ય | ભ | હા | સ્ય | ર |
| ઘ | ર | પ | લો | ધા | સો | નું |

**પ્રવૃત્તિઓ**

- શૌર્યગીત, કૂચગીત મેળવી અંક તૈયાર કરો. આ ગીતો વર્ગમાં કે પ્રાર્થનાસભામાં અભિનય સાથે રજૂ કરો.
- 'પ', 'ક' અને 'શ'થી શરૂ થતા શબ્દો કાવ્યમાંથી શોધો. તેના સમાનાર્થી શબ્દો આપો અને કાવ્યમાં મૂકી ગાન કરો. શો ફેર પડ્યો ? કેમ ?